# રાજતેજોમયી.

# મહારાણીશ્રી વિકટોરિયા કૈસરેહિંદનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

રચીને પ્રગટ કરનાર.

મગનલાલ નરોત્તમદાસ પટેલ.

રેહેવાસી આંબલીઆરા

અમદાવાદ.

વિજયપ્રવર્તક પ્રેસમાં છાપ્યું.

સને ૧૮૯૬.

કિંમત બે આના.

રાજતેજોમયી.

# મહારાણીશ્રી વિક્ટોરિયા*

# કૈસરેહિંદ.

ભારતવર્ષમાં જેનું રાજ્ય બહુ યશસ્વી નિવડયું છે, અને જેની કીર્ત્તિ આખા જગત્માં એક સરખી રીતે ગવાય છે, એવી વિજયવંત **મહાદેવીશ્રી વિક્ટોરિયા**ની ગણના હિંદના મહાપુરૂષોમાં થઇ શકે છે.

આ મહાદેવીનો જન્મ લંડનમાં કેન્સિંગટન નામે રાજમેહેલમાં સને ૧૮૧૯ ના મે મહિનાની ૨૪ મી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ "કેન્ટ ઓફ ડયૂક" કેન્ટના ડયૂક એડવર્ડ હતું. તેઓ ઇંગ્લાંડના ત્રીજા જયોર્જ રાજાના ચોથા પુત્ર હતા. દેવીની માતાનું નામ વિક્ટોરિયા મેરીલ્યુસા હતું. દેવીના પિતા ડયુક ઓફ કેન્ટ સને ૧૮૨૦ માં દેવલોક પામ્યા હતા. તેઓ નિરાશ્રિતોને આશ્રય આપવામાં સદા તત્પર રહેતા, તેથી તેમને 'પ્રજાપ્રિય ડયૂક' એવું નામ પ્રાપ્ત થયું હતું. તેઓ સ્વભાવે સુશીલ ખામોસી રાખનાર, અને ઉદાર હતા. ડયુકના એ સઘળા ઉત્તમ ગુણો તેમની આ ભાગ્યવંતી પુત્રીમાં વારસા તરીકે ઉતરેલા છે.

---

* તેમનું આખુ નામ તો 'અલેકઝાંડ્રિના વિક્ટોરિયા' છે.

૧ ઇંગ્લાંડમાં મોટામાં મોટી પદવી 'ડયુક'ની ગણાય છે.

દેવીશ્રી વિક્ટોરિયાના બચપણની ઘણી ઘણી વાતો ચાલે છે. તે પંદર માસની થઇ, ત્યારે બહાર ફરવા જવા લાગી; ને માર્ગમાં જે કોઇ મળતું તેને પુછતી કે ‘ કેમ છો ?’ ‘ સારા તો છો ?’ ‘ગુડ મોરનિંગ’ ઇત્યાદિ ઘણા મંજુલ સ્વરે સવાલ જવાબ કરતી હતી. હરણ જેવી તેની ચકચકીત આંખો, સુંદર મુદ્રા અને મોહક ચેહેરો એ બધાથી તે એક સૌંદર્ય મૂર્ત્તિજ જણાતી હતી. એક વખતે એક ટટ્ટુની ગાડીમાં બેસીને ઇંગ્લાંડની એ ભવિષ્યની કીર્ત્તિ ફરવા જતી હતી. તેવામાં એક મોટો કુતરો ટટ્ટુના પગે વળગવાથી તે ચમકયું, અને ગાડી ઉંધી વળી ગઇ. તેથી કુંવરી નીચે પડી ગઇ. તે વેળાએ જો એક સીપાઇએ તેને ઉચકી લીધી ન હોત તો ગાડીની નીચે ક્ષુંદાઇ જાત.

ડચેસ[૨] ઓફ કેન્ટ (રાણીશ્રીની માતા) પોતાના પતિના મરણ પછી ન્હાની પુત્રી વિક્ટોરિયાને લેઇને “ સિડમાઉથ ” ના મેહેલમાંથી નીકળીને લંડનમાં આવીને “ કેન્સિંગટન ” ના મેહેલમાં રહેવા લાગી. અને પોતાની કુંવરીને સ્વદ્રષ્ટી નીચે કેળવવાનો તેણે ઠરાવ કર્યો. ડચેસ પોતેજ કહે છે કે;—“ મારી પુત્રીના જન્મ પછી થોડા માસમાં આ અજાણ્યા પ્રદેશમાં અમે મિત્ર વિનાનાં થઇ ગયાં.” ડચેસે પ્રથમ પોતાની પુત્રીને ઘર સંસારનું અતિ ઉત્તમ જ્ઞાન આપવું શરૂ કર્યું. સાદુ ભોજન સહનશીલતા, અને નિયમિતપણું, એ ઉપર ઉત્તમ શિક્ષણ આપવામાં આવ્યું. કેન્સિંગટનના રાજમેહેલમાં સર્વે સાદુ હતું. ઉન્હાળામાં સવારમાં આઠ કલાકે કુંવરી પોતાની માતાની સાથે ભોજન લેતી, જેમાં દૂધ, રોટલી, અને થોડાક મેવા સિવાય બીજુ કંઇજ નહિ.

---

૨ ડયુકની પદવીવાળા પુરૂષની સ્ત્રી ‘ડચેસ’ કહેવાય છે.

રાજકુંવરી વિકટોરિયા ૭ વર્ષની ઉમ્મરની થઇ, ત્યારે ઇંગ્લાંડની પાર્લામેન્ટે તેને કેળવણી આપવા માટે દરવર્ષે ૬૦ હજાર રૂપિઆ ખર્ચવાની પરવાનગી આપી. હવે કુંવરીને માટે એક સ્ત્રી શિક્ષક તથા પુરૂષ શિક્ષક રાખવામાં આવ્યો. તેમના હાથ નીચે ૭ વર્ષ સુધી કેળવાયાથી કુંવરી ઘણી વિચિક્ષણ નિવડી આવી. કુદરતી ઐશ્વર્ય હોવાથી તે ફ્રેન્ચ તથા જર્મન ભાષા ઘણી છટાથી બોલવા લાગી. ત્યાર પછી તેણે ઇટાલિયન ભાષાનો અભ્યાસ કીધો, અને લૅટીન ભાષામાં પણ થોડુંક જ્ઞાન મેળવીને **વર્જિલ** તથા **હોરેસ**નાં કાવ્ય વાંચવા અને સમજવા લાગી. પછી ગ્રીક ભાષાનો આરંભ કર્યો, ગણિતમાં ચપળતા જણાવી, ચિત્રકળામાં પ્રવિણતા બતાવી, અને ગાયનમાં મોહ ઉપજાવ્યો. તેને બીજુ ઉત્તમ પ્રતિનું જ્ઞાન તો તેનો મામો **રાજપુત્ર લિયોપોલ્ડ** આપતો હતો. વળી જે કેળવણી તેની માતાના તરફથી મળી છે, તે જોતાં એક આસ્થાવંત દિકરી પ્રિય પત્ની, ચતુર માતા, અને પરોપકાર કરનારી ચુસ્ત ધાર્મિક છે. ધર્મ, સુવિચાર, અને ધીરતા વચ્ચે એ કેળવાયેલી છે; અને સ્વાત્મનિગ્રહ તથા ઇંદ્રિયનિગ્રહમાંજ ટેવાયેલી છે; જેથી આ પાછલા કાળમાં તેનો પૂર્ણ ઉપયોગ થાય છે. બચપણથી તે એક અચ્છી ગાનાર છે, ને નૃત્યકળામાં બહુ કુશળ ગણાય છે: તેમજ તિરંદાજીની રમત સારી જાણે છે; પણ સૌથી વધારે પ્રિય ગમત તો ઘોડા દોડાવવાની છે. તેનો અભ્યાસ બચપણથીજ રાખ્યો છે. જ્યારે સ્કાટલાંડના પહાડોમાં તેઓ ફરવા ગયાં હતાં, ત્યારે ઘોડાઓ દોડાવવામાં પોતાનું અતિ કૌશલ્ય બતાવ્યું હતું.

રાજકુંવરીની કૌમારાવસ્થા માટે ઇંગ્લાંડના અમીરો સારૂં વર્ણન

કરી ગયા છે. તેઓ જણાવે છે કે, તેનામાં ઘણું ખરૂં ચિત્ત હરણ કરવાની શક્તિ હતી. જ્યારે તે પોતાની માતા સાથે નવ વર્ષની ઉમ્મરે ફરવા જતી, ત્યારે તે ઘણી ગમત ઉડાવતી હતી. તે એટલે લગણુ કે લોકોનાં ટોળે ટોળાં તેને જોવાને માટે દોડી આવતાં હતાં. સૌની આંખો તેને જોતાં ઠરી જતી. અને તેના સ્મિતહાસ્યપર સૌ કોઇ ફીદા થતું હતું. રંક કે રાય સર્વનો કુંવરી ઘણી સારી રીતે સત્કાર કરતી, ને ગરીબ બચ્ચાઓ તરફ મમતાથી જોઇ, પોતાની પાસે કંઇ હોય તો તે આપવાને તત્પર થતી હતી. એક વખતે એક ગરીબ બાળક પોતાની ટોપી પાણીમાં પડી જવાથી કેન્સિંગટનના માર્ગપર રડતું હતું. તેને જોઇને કુંવરીને બહુ દયા આવવાથી પોતાની પાસે માતાએ આપેલા બે ક્રાઉન હતા, તે પેલા બાળકને આપ્યા. ને ઘેર આવીને હસતે મોઢે માને બધી હકીકતથી વાકેફ કરીને કહ્યું કે;—“ માતાજી ! તમે આપેલા બે ક્રાઉનનો મેં યથાર્થ ઉપયોગ કીધોની ?” કુંવરી ઘણી વેળા લંડન શેહેરના દુકાનદારોની દુકાનપર જતી હતી. ને ત્યાં ઘણી ગમત કરી તેઓને આનંદ આપતી હતી. એક દિવસે તે એક ઝવેરીની દુકાને ગઇ, ત્યાં એક લાવણ્યવતી સ્ત્રી આવી. તેની દ્રષ્ટિ એક કંઠીપર ઠરી, ને તે લેવાનું તેણે મન કર્યું. પણ તેની કિંમત ઘણી મોંઘી પડવાથી તે સ્ત્રી વીલે મોઢે પાછી ફરી. કુંવરી વિક્ટોરિયા આ બધો તમાસો જોયા કરતી હતી. તેણે પેલા ઝવેરીથી સર્વ વૃત્તાંત જાણી, પેલી સુંદરીની મન મારવાની શકિતથી ખુશ થઇ. પછી તે કંઠી પોતે ખરીદ કરીને એક દાબડામાં બંધ કરાવી પેલી સ્ત્રી તરફ મોકલીને તેને લખી જણાવ્યું કે;–“ કુંવરી વિક્ટોરિયા તમારી મન મારવાની શક્તિથી આનંદ પામી, જે કંઠી તમને અતિ

પ્રિય છે તે ભેટ મોકલે છે; ને આશા રાખે છે કે તમો તે સ્વીકારશો." તેની આવા પ્રકારની ઉદારતાનાં ઘણાં દ્રષ્ટાંત છે.

રાજપુત્રીના બાળપણના સંબંધમાં એટલુંજ કહીશું કે તે એક લાવણ્યમયી મૂર્ત્તિ હતી. તેની મુખમુદ્રાપર આનંદીપણું ને તેજસ્વીપણું છવાયેલું રહેતું. તેની આંખો હરણના જેવી સદા તેજસ્વી રહેતી, ને જ્યારે જ્યારે માર્ગમાં કોઇ પણ અજાણ્યો માણસ મળતો, ત્યારે ઘણો જીજ્ઞાસુ સ્વભાવ અને પૃચ્છક બુદ્ધિ બતાવતી, ને પુછતી કે તે કોણ ને ક્યાંથી આવ્યા ? બાળપણમાંજ બુદ્ધિની વિચક્ષણતા તેના મોંપર જણાતી હતી, અને મનશક્તિની તીવ્રતા તો સર્વને બહુ આનંદ આપતી હતી.

ઇંગ્લાંડનો રાજા **જ્યોર્જ ત્રીજો** સને ૧૮૨૦ માં મરણ પામ્યો હતો. તેને પાંચ પુત્ર હતા. તે પૈકીનો વડો પુત્ર "**જ્યોર્જ-ચોથો**" નામ ધારણ કરીને ગાદી ઉપર બેઠો હતો. રાણી શ્રી વિકટોરિયાનો પિતા ડયૂક ઓપ્ કેન્ટ, **જ્યોર્જ ત્રીજાનો** ચોથો પુત્ર હતો. જ્યોર્જ ચોથો પણ દશ વર્ષ રાજ્ય કરીને સને ૧૮૩૦ માં કાંઇ પણ સંતતિ વગર મરણ પામ્યો. તેનો બીજો ભાઇ ડયૂક ઓપ્ **યોર્ક** તેની પહેલાંજ અપુત્ર મરણ પામ્યો હતો. તેથી તેનો ત્રીજો ભાઇ ડયૂક ઓપ્ **કલેરન્સ "ચોથો વિલ્યમ"** નામ ધારણ કરીને ગાદીએ બેઠો. તેને પણ કાંઇ સંતાન નહોતાં. અને ભવિષ્યમાં તે થવાની પણ કાંઇ આશા નહોતી. તેથી તેના મરણ પછી ઇંગ્લાંડની ગાદીનો વારસો, જો **ડયૂક ઓફ કેન્ટ** (રાણીશ્રીનો પિતા) હયાત હોત તો તેને મળત. પણ તે ગુજરી જવાથી તેની આ રાજપુત્રી **મહાદેવી વિકટોરિયા** ગાદીની હકદાર હતી. (ઇંગ્લાંડમાં

રાજાને જો પુત્ર ન હોય, ને પુત્રી રાજ્ય કરવે યોગ્ય હોય, તો તે વારસદાર થઇને ગાદીએ બેસે એવો ધારો છે.) તેથી જ્યારે **ચોથો વિલ્યમ રાજા** સંતતિ વિના મરણ પામે ત્યારે જો કુંવરી વિક્ટોરિયા યોગ્ય ઉમ્મરે પહોચેલી ન હોય, તો કેવા પ્રકારે રાજ્યવ્યવસ્થા ચલાવવી, તે નક્કી કરવા માટે **લૉર્ડ લેન્ડહર્સ્ટે** પાર્લામેન્ટમાં એક રીજંન્સી બીલ પાસ કરાવ્યું. તેમાં એવું ઠરાવ્યું હતું કે, જો રાજા સંતતિ વિના મરણ પામે તો કુંવરી વિક્ટોરીયા ગાદી વારસ થાય, અને તેની માતા રક્ષક થાય. પણ તેને મદદ કરવાને રાજકુટુંબ અને પ્રધાનોમાંથી એક રીજન્સી કૌન્સિલ સ્થાપવી. તેની સલાહ પ્રમાણે રાજમાતા **ડચેસ ઓફ કેન્ટ** ચાલે. આ બીલ પસાર કરાવવાનો મુખ્ય હેતુ તો એટલોજ હતો કે રાજ્યમાં પાછળથી બખેડો કે ટંટો થાય નહિ. વળી જયોર્જ ત્રીજાના પુત્રોમાં છેલ્લો પુત્ર **ડયૂક ઓફ કમ્બરલાંડ** પોતાના ભાઇ ચોથા વિલ્યમ રાજાના મૃત્યુ પછી પોતે ગાદીપતી થવાની ખટપટ કરતો હતો. પણ ઇંગ્લાંડના ધારા પ્રમાણે તેનાથી મોટા બંધવની હકદાર પુત્રી વિક્ટોરિયા છતાં ગાદી મેળવવાનો તેનો હક નહોતો, તેથી તેને તેમ કરતો અટકાવવા માટે રીજન્સી બીલ પસાર કરાવ્યું હતું.

સને ૧૮૩૫ ના આગસ્ટ મહિનાની ૩૦ મી તારીખે રાજા વિલ્યમ અને બીજા રાજકુટુંબના માણસોની સમક્ષ કેન્ટરબરીના **આર્ચ બિશપે** રાજકુંવરી વિક્ટોરીયાને ઇંગ્લાંડની રાજગાદીની માલેક તરીકે સ્વીકારી હતી. તે સમયે આર્ચ બિશપે હવે પછી રાજકુંવરીને પોતાના માથાપર કેવો મોટો જોખમ આવવાનો છે, તે સંબંધી વાંચી સંભળાવ્યું. વળી રાણીશ્રીની શી શી ફરજ છે, પોતાના

હાથમાં જે મોટી રાજસત્તા આવનારી છે, તેનો કેવો ઉપયોગ કરવો; અને આખરે જગત્ નિયંતા સમક્ષ કેવો જવાબ દેવાનો છે, તે સર્વ કહેવામાં આવ્યું. તેની અસર રાજપુત્રીના મન ઉપર એવી તો થઇ કે તેની આંખોમાંથી દડદડ આંસુ વેહેવા માંડ્યાં. ને પોતાના જુસ્સાને સમાવવાને તે એટલી બધી તો અશક્ત થઇ પડી કે પોતાની માતાના ખભાપર હાથ નાખી ડુચકાં ખાતી રડી પડી હતી. તે દેખાવથી સર્વેનાં હૃદય પીંગળ્યાં હતાં.

એ પછી સને ૧૮૩૭ ના જુન માસની ૨૦ મી તારીખે ચોથો વિલ્યમ રાજા મરણ પામ્યો, તેજ દિવસે રાજપુત્રી વિકટોરિયા પોતાની ૧૮ વર્ષની ઉમ્મરે ઇંગ્લાંડની ગાદીએ બેઠી. તે વખતે "**પ્રિવિકૌન્સિલ**" માં તે નામદારે પોતાનો ઠરાવ મંજુલ અને સ્પષ્ટ ભાષામાં બહુજ ગંભિરતાથી તેમજ નિડરતા ભરેલી રીતે વાંચી સંભળાવ્યો હતો. એ દિવસની સર્વે ક્રિયામાં રાણીએ ઘણીજ ગંભિરતા અને પોતાનું પ્રૌઢપણું દર્શાવ્યું હતું. ઇતિહાસ વેત્તા મી. **કારલાઇલ** જણાવે છે કે;—"એક તરૂણ બાળકી કે જેણે હજી દુનિયાના રંગરાગ જોયા નથી, હજી દુનિયા શું છે, તે પહેલુંજ સમજે છે તથા જુવે છે, તેણે એવી તો ત્વરાથી, ચંચળતાથી, અને ઉત્સાહથી કામ કીધું છે કે, તે વેળાના અને આજના સર્વે પુરૂષો સાનંદાશ્ચર્ય પામે છે."

પોતાને માથે આવી પડેલી નવી જોખમદારી સંબંધી ક્ષણભર વિચાર કરવાને રાણીશ્રીને અત્યાર સુધીમાં સમય મળ્યો નહોતો. સિંહાસનારૂઢ થવાને લગતી સર્વે વિધિ થયા પછી થાકીને લોથ થઇ ગએલી વિશ્રાંતિ લેવાને છુટી પડી. ને થોડી વાર બેઠા પછી પોતાની

માતા પાસે જઇ, તેની છાતીપર મસ્તક મૂકીને હર્ષનાં આંસુ પાડયાં. માતાએ ઘણી નમ્રતાથી દિલાસો આપ્યો. પછી તેણે કહ્યું;—"માતા! હું જરાપણ નથી માનતી કે, હું ઇંગ્લાંડની રાણી છુ; પણ હું ધારૂં છું કે હું છું-શું હું નથી?" માતાએ કહ્યું;—"બાપુ તું જાણે કે તું છે. હમણાં જે સમારંભ થયો, તેજ તને યાદ કરાવશે કે તું ઇંગ્લાંડની અધિષ્ટાતા છે." પછી રાણીશ્રીએ કહ્યું કે:—"ત્યારે હવે મારી રીતભાતમાં કાંઇક ફેરફાર કરવો જોઇએ. અને તારી ન્હાની દિકરી જે આ મોટા વિશાળ દેશની અધિષ્ટાતા છે, તે પોતાની સત્તાની રૂએ તને હુકમ કરે છે, તે તું સ્વીકારશે કે? હું એક એકલાક એકાંત માગું છું." માતા આનું કારણ યથાસ્થિત સમજી ગઇ, ને તેને મૂકીને પોતે બહાર ગઇ. એટલે રાણીશ્રીએ પોતાના પાલક પિતાજીને પાયે પડીને ઘણી મોટી પ્રાર્થના કરી હતી.

ત્યાર પછી થોડા દિવસે પાર્લામેન્ટ વિસર્જન કરતી વખતે એ મહાન્ રાજયકિય સભામાં મહારાણીશ્રીએ પહેલ વહેલું ભાષણ કર્યું હતું. તેનું છેલ્લું વાકય આ પ્રમાણે હતું;—"ઇશ્વર કૃપાથી મારા શિર ઉપરનું જોખમ હું ઉપાડી શકીશ. ને તે પ્રભુપર પૂર્ણ વિશ્વાસ છે કે મને સહાય થશે. ધાર્મિક કે સાંસારિક સર્વ બંધનોનું અમે રક્ષણ કરીશું, અગત્યના સુધારા કરીશું, અને સર્વને સમાન ગણીશું; અમારી આવી યોગ્ય ઇચ્છાને અંગે પાર્લામેન્ટ યથાસ્થિત રચાય થશે." બેશક રાણીશ્રીના પ્રારંભ રાજ્યથી તે અત્યાર સુધીમાં તેઓ એજ પ્રમાણે વર્ત્યા છે. આ ભાષણ મહારાણીશ્રીએ ઘણા મધુર સ્વરે, આખી રાજસભા સાંભળે તેમ વાંચ્યું હતું. એ વખતે મહારાણીશ્રી પોતે સૌંદર્ય મૂર્ત્તિ કરતાં વધારે લલિત જણાતાં હતાં; ને મુખ

મુદ્રાપર કાવ્યને યોગ્ય પ્રકાશ છવાઇ રહ્યો હતો. સ્વચ્છ નિર્મળ નેત્ર અને મધુર લાલિત્યમય બોલવાથી દબદબામાં ઘણો વધારો કરતું હતું; ને પીતળના રણકા જેવા તીણા, પણ મધુર સ્વરથી જ્યારે તે નામદારે "મારા પ્રિય અમીરો તથા આમના ગૃહસ્થો" એટલા શબ્દો કહ્યા ત્યારે જાણે સ્વર્ગની શાંતિથી શોભિ રહેલી રંભા, જાણે ઇંદ્ર સભાને છક કરતી હોયની શું ? તેમ દિવ્ય સ્વરૂપે પ્રકાશતી હતી.

મહારાણીશ્રી ગાદીએ બેઠા પછી ડ્યૂક ઓફ વેલિંગ્ટને એક સિપાઇની ગેરવર્ત્તણુંક માટે તેને ફાંસી દેવાના ખતપર સહી કરવાને તેમને કહ્યું. મૃત્યુના પેગામનો આ પત્ર જોતાંજ મહારાણીશ્રીની આંખમાં જળજળીઆં ભરાઇ આવ્યાં. પછી ડ્યૂકને પૂછ્યું કે, આ માણસને માટે તમારે કાંઇ બોલવાનું નથી ? ડ્યૂકે કહ્યું, નહિ નામદાર. એ માણસે ત્રણ ત્રણ વખત ઘણી ખરાબ વર્ત્તણુંક ચલાવી છે. મહારાણીશ્રીએ કહ્યું, મેહેરબાન જરાક ફરીથી વિચાર કરો. ડ્યૂકે કહ્યું, ઠીક ત્યારે આપ ખુદાવિંદની જેવી ઇચ્છા. અગર જો એ ઘણો ખરાબ સિપાઇ છે, તથાપિ કેટલાક સાક્ષીઓએ એની ઉંચી શક્તિ અને વર્ત્તણુંકનાં વખાણ કર્યાં છે. અને હું પણ જાણું છું કે એ ભલો માણસ છે. મહારાણીશ્રીએ કહ્યું, આ માટે હજાર વખત આભાર માનું છું. એમ કહીને તેમણે મૃત્યુપત્ર ઉપર લખ્યું કે;—'માફી આપી છે.' પછી તે પત્ર હર્ષથી ડ્યૂકને આપ્યું હતું.

મહારાણીશ્રીના મરહુમ પિતા ડ્યૂક ઓફ કેન્ટને ઝાઝુ વર્ષાસન મળતું નહોતું; તેમ તેઓ જાતે ઘણા ઉદાર તથા પરોપકારી હોવાથી તેમને ઘણું દેવું થઇ ગયું હતું. તે કરજ મહારાણીશ્રીએ ગાદીએ બેઠા પછી ફેડ્યું હતું. તે વખતે તેમણે પોતાના પિતાના

માગનારાઓને ઘણા પ્રેમ સહિત લખી જણાવ્યું હતું કે, આટલો વખત સુધી જે ધીરજ તમે રાખી છે, તેને માટે તમારો ઉપકાર થયો છે. આ પિતૃપ્રેમ બહુ શિક્ષણિય ગણાય છે.

આ કૃત્યોથી સઘળા વર્ગના લોકો તરફથી મહારાણીશ્રીએ પ્રીતિ સંપાદન કરી, તે એટલે સુધી કે એક વખતે જ્યારે એક મૂર્ખ માણસે ભરબજારમાં કહ્યું કે;—"ગમે તેવું પણ નાદાન પોરિયુ છે. તેથી તેની જગોએ ડ્યૂક ઓફ કમ્મરલાંડને બેસાડયો હોય તો ઠીક." તેના જવાબમાં એક આઇરીશ આગેવાન **મી. ઓકોનલે** કહ્યું કે;—"એવો કાંઇ પણ પ્રયત્ન થાય તો પાંચ લાખ આઇરીશ વીરો સાથે તે આ માનવંતી મહારાણીશ્રીનું રક્ષણ કરશે.?" આહા! રાજગાદી ઉપર તુર્તની બેઠેલી આ મહાદેવીની કેટલી બધી લોકપ્રિયતા કહેવાય! મહારાણીશ્રી ક્ષમાવંત સાથે સદ્ગુણસંપન્ન પણ સદાનાંજ છે. ગાદીપતિ થયા પછી એક મૂર્ખ માણસના મનમાં એવોજ તરંગ આવ્યો કે તે મહારાણી સાથે લગ્ન કરવાને સર્જેલો છે. તેથી એ સંબંધી તેણે ત્રણ પત્રો લખ્યા. પછી એકવાર મહારાણીશ્રીની ગાડીમાં તે કૂદી પડયો; ત્યારે એ ક્ષમાવંત મહાદેવીએ સામાન્ય શિક્ષા વગર તેને કંઇ પણ વિશેષ કર્યું નહિ. કેમકે તે મૂર્ખ છે, એમ ગણીને તેને હસી કહાડયો હતો.

મહારાણીશ્રીએ રાજ્યકારભાર પોતાના હાથમાં લીધા પછી દરેક કામ પોતે પોતાનીજ દેખરેખ નીચેથી પસાર થવા દેતાં હતાં. જો કે તેઓ કામકાજમાં વડા પ્રધાન **લોર્ડ મેલબોર્ન**ની સલાહ વધારે લેતાં હતાં, તે છતાં વડો પ્રધાન પોતે ગમે તેવા દસ્તાવેજ તેના આગળ રજુ કરતો, ત્યારે તે કદી પણ પુષ્કળ પ્રશ્નો કર્યા વગર

રહેતાં નહિ. અને જ્યારે પોતાને ખરેખરો સંતોષ થતો ત્યારેજ તેના ઉપર સહી કરતાં હતાં. એક સમયે વડા પ્રધાને એક દસ્તાવેજપર સહી કરાવવાને ઘણું મથન કર્યું હતું. તથાપિ જ્યાં સુધી તેમની પુરતી ખાત્રી થઇ નહિ, ત્યાં સુધી તેમણે સહી કરી નહિ. વડા પ્રધાને ઘણી દલીલો બતાવીને કહ્યું કે, રાજ્યના હિતનો આ દસ્તાવેજ છે, માટે સહી કરવી જોઇએ. ત્યારે મહારાણીશ્રીએ કહ્યું કે;—" રાજ્યના હિતનો હોય કે અહિતનો અથવા બીજો હોય. પણ જ્યાં સુધી મારી સંપૂર્ણ ખાત્રી થાય નહિ, ત્યાં સુધી હું કદી સહી કરીશ નહિ."

મહારાણી શ્રી રાજકાર્યમાંથી પરવાર્યા. પછી પોતે ઘરમાં ગાયન, વાંચન, કે ચિત્રકળાપર વખત ગુજારતાં હતાં. તેમને ઇટાલિયન સંગીત અતિ પ્રિય હતું. અને ચિત્રકળામાં તો તેઓ ઉસ્તાદ ગણાય છે. આ વખતે તેઓ મોટાં કદાવર દેખાતાં હતાં. મસ્તક મોટું, કપાળ વિશાળ, મુદ્રાપર ઔદાર્યતા, ન્યાયમૂર્તિ, અને અડગપણું બહાર પડતાં હતાં. સ્વાત્મપ્રકાશ વૃદ્ધિ પામેલો, અને પવિત્ર બુદ્ધિ ખિલી નીકળેલી હતી. બુદ્ધિનો પ્રકાશ તગતગતો હતો. આંખો હરણના જેવી નાજુક અને મોહિણીથી ભરપુર હતી. સર્વ રીતે એ તેજસ્વી સુંદરી સ્વરૂપે વિરાજતી દેવી જેવી દિપતી હતી.

મહારાણીશ્રીએ રાજ્યની લગામ હાથમાં લીધી, અને પાર્લામેન્ટ ઉઘાડી પોતાની શક્તિનો પ્રભાવ બતાવ્યા પછી રાજ્યાભિષેકની ક્રિયા તા. ૨૮ જુન સને ૧૮૩૮ ના દિવસે ઘણાજ ઠાઠમાઠથી કરવામાં આવી હતી. તે વેળાએ મહારાણીશ્રીએ સજેલો ઉત્તમ પોષાક, અને તેથી તેમનું પ્રકાશી રહેલું અલૌકિક સૌંદર્ય જોતાંજ જાણે તે આ દુનિયાંની નહિ પણ સ્વર્ગ ભૂવનની કોઇ મહાદેવી હોય, એવો આ-

ભાસ થતો હતો. આ પટાભિષેકને ટાંકણે તેમને પહેરવા માટે જે **કિરિટ** ( મુકુટ ) કરાવ્યો હતો, તે અતિ સુંદર છે. અને તેની કીમત ૧૧ લાખ રૂપિયા કરતાં વધારે છે. આ કિરિટમાં આપણા દેશમાંથી ગયેલો જગત્ પ્રસિદ્ધ **કોહિનૂર** ( હીરો ) પાછળથી જડવામાં આવ્યો છે.

સને ૧૮૪૦ ના ફેબ્રુવારી મહિનાની ૧૦ મી તારીખે જર્મનિ મધ્યેના શાકસકોબર્ગના **રાજપુત્ર આલબર્ટ**[1] ( પાછળથી પ્રિન્સ આલબર્ટ ) ની સાથે મહારાણીશ્રી વિકટોરિયાએ મોટી ધામધુમથી વિધિપૂર્વક લગ્ન કર્યું હતું. આ લગ્ન તેમણે રાણી તરીકે નહિ, પણ એક સ્ત્રી તરીકે કર્યું હતું. અને શાસ્ત્ર રીતિ પ્રમાણે તેમણે સર્વ પ્રકારના કોલ આપતાં રાજપુત્ર આલબર્ટ પ્રત્યે કહ્યું હતું કે;—"પ્રીતિ કરીશ, સંવૃદ્ધિ કરીશ, ને આજ્ઞાપાલક દાસી થઇશ." આ બનાવ જોઇને સૌ છક થઇ ગયાં હતાં. મહારાણીશ્રીને આ લગ્ન પછી સને ૧૮૫૭ સુધીમાં ચાર પુત્ર અને પાંચ પુત્રીઓ મળીને નવ સંતાન થયાં હતાં. તેઓમાં પ્રથમ યુવરાજ કુંવરી **વિકટોરિઆ-એડીલેડ-મેરી લ્યુસા**નો જન્મ થયો હતો. અને તેના પછી પાટવી કુંવર **નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ**નો જન્મ સને ૧૮૪૧ ના નવેમ્બર માસની ૯ મી તારીખે થયો હતો. એ પ્રમાણે બોહોળા કુટુંબવાળી આ મહાદેવીનો સંસાર વૈભવ ઘણો સુખી અને આનંદી ચાલતો હતો. પણ જગતમાં કોઇને પણ સદા કાળ સુખ કાયમ રહેતું નથી. સુખની પછી દુઃખ અવશ્ય આવે એવો કુદરતી નિયમ જણાય છે.

---

( ૧ ) રાજપુત્ર "આલબર્ટ" મહારાણીશ્રીની માતાની માસીના પુત્રનો પુત્ર થતો હતો. એ રીતે જોતાં તો તે મહારાણીશ્રીના મામાનો પુત્ર થાય.

દિવસ પછી રાત્રી, અને રાત્રી પછી દિવસ, એમ સુખ પાછી દુઃખ ચાલ્યુંજ આવે છે. તેજ પ્રમાણે મહારાણીશ્રીના સંસાર સુખનો સૂર્ય પણ એકાએક અસ્ત પામ્યો. સને ૧૮૬૨ ના ડીસેમ્બર મહિનાની ૧૪ મી તારીખે પોતાના પ્રાણ પ્રિય પતિ **પ્રિન્સ આલબર્ટ** થોડા દિવસની માંદગી ભોગવીને એકાએક મરણ પામ્યા. તેથી દેવીશ્રીને વૈધવ્ય દશા પ્રાપ્ત થઇ. વ્હાલા પતિના મૃત્યુથી રાણીશ્રીના મન ઉપર જે દુઃખની અસર થઇ હતી, તેનું વર્ણન કરવું બહુ અશક્ય છે. એ રીતે સ્વપ્નની માફક વહિ ગયેલા સુખ વૈભવના દિવસ પછી મહારાણીશ્રીને કંઇ પણ સુખ જેવું થયું નથી. એકલાનું સુખજ નથી. સ્ત્રી પુરૂષ વગર અને પુરૂષ સ્ત્રી વગર કદી સુખી હોતાંજ નથી. એવી સ્થિતિ મહાદેવીશ્રી વિકટોરિયાની થઇ છે. જો કે પોતાની આસપાસ ખમા ખમા કરનારા હજારો દાસ દાસીઓ છે, બોહોળું કુટુંબ છે, લક્ષ્મી અને ઐશ્વર્યની પૂર્ણ મેહેર છે, કોઇ પણ પ્રકારના સુખમાં કમી નથી, પણ એક પ્રાણેશ વિના સર્વ ખોટું છે. જો કે દુઃખમાં કેમ ધૈર્યવાન થવું, તે પોતે સારી રીતે જાણતાં હતાં, અને વિપત્તિ વિષાદને મારી હઠાડી મૂકવા સમર્થ હતાં, તોપણ સુખ છતાં પતિ મૃત્યુથી તેમને વૈરાગ્ય વૃત્તિ થઇ હતી.

નામદાર પ્રિન્સ આલબર્ટ ઘણો વિદ્વાન, બુદ્ધિમાન, ચતુર, અને શાણો, તથા સૌંદર્યવાન હતો. તેણે મહારાણીશ્રીની સાથે ઇંગ્લાંડમાં રહીને તેમના એક શાણા સલાહકાર તરીકે બહુ ડહાપણ ભરેલી વર્તણુંક ચલાવી હતી. રાજ્યમાં તેની પદવી મહારાણીશ્રીથીજ માત્ર ઉતરતી રાખવામાં આવી હતી. મહારાણીશ્રીને રાજકાજ સંબંધી ઘણા ગુંચવાઇ પડેલા કઠિણ કામોમાં તેની મદદ મોટી હતી. પો-

તાની તીક્ષ્ણ બુદ્ધિવડે તેવા કામોનો તે એવી તો સરસ રીતે જલદી નિકાલ કરી નાખતો, કે જેથી સર્વત્ર શાન્તી રહી શક્તિ હતી. મહારાણીશ્રીનો શાણો સલાહકાર **લૉર્ડ મેલબોર્ન** મરી ગયો, તે પછી તેની જગો રાજપુત્ર આલબર્ટે સાચવવાથી મહારાણીશ્રીને તેની ઝાઝી ખોટ જણાઇ નહોતી. એની બુદ્ધિનું સુક્ષ્મપણું, નિખાલસપણું, પ્રમાણિકપણું, અને અતિ પ્રૌઢ ઔદાર્યતાથી ભરપુર વિચાર એટલા તો શ્રેષ્ટ હતા કે તેનાં વખાણ બહુધા થઇ શકે તેમ નથી. લગ્ન કાળે જે પવિત્ર કોલથી આ રાજપુત્ર બંધાયો હતો, તે કોલ તેણે મરણ પર્યંત પાળ્યો હતો. એ દંપતિ વચ્ચે અતિ ગાઢ પ્રીતિ હતી. અને બંને સદા એટલાં બધાં આનંદમાં રહેતાં હતાં કે તેઓ કદી પણ વિખૂટાં પડવા તત્પરજ નહોતાં. તેમના વચ્ચે પ્રેમની સરિતા વેહેતી હતી, સ્નેહની સાંકળ મજબુત બંધાઇ હતી, અને બંને જણ એક દિલનાં હોઇને તેમણે પૂર્ણ વિશ્વાસથી પોતાની જીંદગીનું લગ્નસુખ વિશેષ વૈભવ સાથે ભોગવ્યું છે. જગતમાં ખરેખરૂ સુખી જોડું તો એજ હતું. એમ કહેવામાં લગારે અતિશયોકિત નથી. દુનિઆમાં ખરેખરૂ ગૃહરાજ્ય તે મહારાણીશ્રીનુંજ કહેવાતું હતું. તેમનો રાજવૈભવ અને ગૃહરાજવૈભવ જોઇને સર્વ કોઇ એમ કહેતા હતા કે, ઇંગ્લાંડની **રાજરાજેશ્વરીએ** તો સર્વને ચિત્તભ્રમ કર્યા છે. મહાદેવી સખી સાહેલીઓને ચંદ્રાકાન્તની પેઠે ઠંડક આપતી હતી, પરિજનોને લક્ષ્મીના જેવું સુખ દેતી હતી, રાજકાર્યમાં પારાંગત થઇ હતી, સંતાન સુખમાં તન્મય થઈ ગઇ હતી, અને સંસાર સુખમાં તો તે પ્રિન્સ આલબર્ટનુંજ હ્રદય હતી. તેમજ પોતાનાં સગાં અને સ્નેહીઓમાં તો એણે પ્રેમનું વશીકરણ કર્યું હતું. એવી રીતનો તેનો

વૈભવ હતો.

મહાદેવીશ્રી વિકટોરિયાના આ ચરિત્રમાં ઇંગ્લાંડની એક રાણી તરીકે તેના બાળચરિત્રની તથા સંસાર વૈભવ વગેરેની કેટલીક જાણવા જેવી વાતો ઉપર આવી ગઇ છે. હવે તેના ચરિત્રનો જે ભાગ ભરતખંડ સાથે વિશેષ સંબંધ કર્ત્તા છે, તે વિષે થોડુંક લખીએ છીએ.

ભરતખંડની ભૂમિ ઇસ્વીસનના પંદરમા સૈકાના યૂરોપી લોકોના જોવામાં આવી નહોતી. પ્રથમ ઇ. સ. ૧૪૯૨ માં આટલાન્ટીક મહાસાગરની પેલી તરફ ભરતખંડનો શોધ કરવાને માટે **સ્પેન** દેશમાંથી **ક્રિસ્તોફર કોલંબસ** નામે પ્રખ્યાત વહાણવટી નીકળ્યો હતો. પણ તેને સમુદ્ર માર્ગની ખબર ન પડવાથી હિંદને બદલે અચિંતિતજ્યો **અમેરિકા** ખંડનો શોધ લાગ્યો હતો. ત્યાર પછી ઇ. સ. ૧૪૯૭ માં પોર્ટુગાલ દેશથી **વાસ્કોડીગામા** નામે એક સાહસિક મુસાફર વહાણનો એક કાફલો લેઇને નિકળ્યો હતો, તે **કેપ ઓફ ગુડહોપને** માર્ગે ઇ. સ. ૧૪૯૮ ના મે મહિનાની ૨૦ મી તારીખે હિંદુસ્થાનને પશ્ચિમ કિનારે **કાલિકોટ** બંદરે પ્રથમ ઉતર્યો હતો. તે વખતે દિલ્હીની ગાદી ઉપર લોદી વંશનો **સિકંદર** નામે બાદશાહ રાજ કરતો હતો, અને હિંદના બીજા પ્રાંતોમાં ઘણાક સ્વતંત્ર રાજાઓનો અમલ હતો. પોર્ટુગીજ મુસાફર વાસ્કોડીગામાના આવી ગયા પછી હિંદમાં યૂરોપી લોકો પ્રથમ વેપારને માટે આવતા જતા થયાં. પોર્ટુગીજ લોકોની પાછળ **વલંદા, ઇંગ્રેજ,** અને **ફ્રેન્ચ** વગેરે લોકો અનુક્રમે પોતાની કંપનિઓ ઉભી કરીને હિંદમાં વેપાર કરવા સારૂં આવ્યા. તેમની મુખ્ય મતલબ તો હિંદમાં વેપાર કરવાની હતી, પરંતુ હિંદમાં તે વખતની રાજ્ય વ્યવસ્થા સર્વત્ર અં-

ધાધુની ભરેલી તેમના જોવામાં આવી. તેથી પાછળથી રાજ સંપાદન કરવાની તેમને ઇચ્છા થઇ. એટલે વેપારની સાથે તેમણે રાજ્ય ખટપટોમાં સામેલ થઇને ભાગ લેવા માંડયો. તેઓમાં ઇંગ્રેજ લોકોની કુંપનીએ સર્વને હરાવીને હિંદમાં પોતાની પ્રબળ રાજસત્તા સ્થાપી. અને ધીમે ધીમે હિંદનાં તમામ ન્હાનાં મોટાં દેશી-રાજ્યોને જીતીને તેઓ આખા ભરતખંડના ધણી થઇ પડયા. તેમનો રાજ્ય કારભાર પ્રથમ **"ઑાનરેબલ ઇસ્ટ ઇન્ડીઆ કંપની બહાદુર"** ને નામે ચાલતો હતો. અને તેના ઉપર ઇંગ્લાંડના રાજ્યકર્ત્તાની સત્તા તથા દેખરેખ હતી. પણ સને ૧૮૫૭ માં દેશી ફોજના માણસોએ તથા બીજા બળવાખોરોએ હિંદમાં મોટો બળવો ઉઠાવવાથી રાજની તમામ સત્તા ઇંગ્લાંડની આ મહારાણીશ્રી વિક્ટોરિયાએ પોતાના હાથમાં લીધી. ત્યારથી તેઓ હિંદુસ્થાનનાં શેહેનશાહ બાનું તરીકે આ દેશ સાથે ધાઢો સબંધ અને પૂર્ણ પ્રેમ દર્શાવે છે. સને ૧૮૫૮ ના આગસ્ટ માસમાં ઇંગ્લાંડની **પાર્લામેન્ટે** હિંદનું રાજ્ય "ઇસ્ટ ઇન્ડીઆ કંપની" પાસેથી લેઇને ઇંગ્લાંડના ગાદીપતિને સ્વાધીન કર્યું. તે વખતે એવું ઠરાવ્યું કે ઇંગ્લાંડમાં હિંદખાતાનો એક **સેક્રેટરી** નિમવો, અને તેને રાજ્યના મુખ્ય પ્રધાનોમાં દાખલ કરવો. એ સેક્રેટરીને મદદ કરવાને ૧૫ કૌન્સિલરો નિમવા. અને હિંદમાં સર્વોપરી અધિકારી **"ગવર્નર જનલર"** કહેવાતો હતો, તેને **"વાઇસરૉય"** એટલે રાજ પ્રતિનિધિનો ઇલકાબ આપવો. એ અધિકારીએ હિંદખાતાના સેક્રેટરી અથવા પ્રધાનના હુકમ પ્રમાણે વર્ત્તવું, એવો કાયદો કર્યો. એ પ્રમાણે અદ્યાપિ સુધી ચાલે છે.

હિંદનો રાજ્યકારભાર મહારાણીશ્રીએ પોતાના હાથમાં લેઇને

હિંદુસ્થાનની તમામ પ્રજા તથા દેશી રાજાઓને એક ઢંઢેરો બહાર પાડીને અભયદાન આપ્યું છે. તેમાં તેમણે પોતાની ઘણીજ ઔદાર્યતા અને રાજ્યકુશળતા દર્શાવી છે. એ ઢંઢેરાનો ખરડો પ્રથમ જ્યારે તૈયાર થયો, ત્યારે મહારાણીશ્રી જર્મનિમાં ગયેલાં હતાં. ત્યાં તેમને વડા પ્રધાને પહોચાડયો હતો. મહારાણીશ્રીએ તે વાંચીને તેનો પ્રત્યુત્તર તે વખતના વડા પ્રધાન લૉર્ડ ડર્બિને લખી જણાવવા પોતાના ખાસ કારભારીને ફરમાવ્યું હતું. તેણે મહારાણીશ્રીએ આપેલા હુકમ પ્રમાણે લૉર્ડ ડર્બિને લખી જણાવ્યું કે;—"આ ઢંઢેરામાં ઘણીક ભુલો અને વાંધાઓ કાઢવામાં આવ્યા છે, તેટલા માટે તે સુધાર્યા વગર મહારાણીશ્રી મંજુરીયત આપશે નહિ. યાદ રાખવું કે આ એક ન્યાય દેવીનું રાજ્ય છે. ને તે પોતાની કરોડો પ્રજાને જે સત્તા અને અભય વચનો આપે, તેની (મહારાણીશ્રીની) સ્થિતિ, પ્રકૃતિ, અને સ્વભાવ વૃત્તિને અનુસરતાં હોવાં જોઇએ. આવા ઢંઢેરામાં ઔદાર્યતા, પરહિતૈચ્છા, ધર્મની સમાનતા, અને સ્વતંત્રતા જણાવવી જોઇએ. તે સાથે આબાદી અને સુધારાનાં અભય વચન આપવાં જોઇએ." પ્રારંભમાં ઢંઢેરાના ખરડામાં ધર્મ સંબંધી સ્વતંત્રતાનો હક સરકારને હસ્તક રાખ્યો હતો. પણ રાણીશ્રીએ જણાવ્યું કે;—"તે પોતાના ધર્મને સર્વ પ્રકારે સન્માન આપે છે, તથાપિ સર્વને પોતપોતાનો ધર્મ યથેચ્છ પાળવાને માટે તે અભય વચન આપે છે." વળી અસલ ખરડામાં લખ્યું હતું કે;—"પ્રજાની દરિદ્રતાનો નાશ કરશે." પણ રાણીશ્રીએ જણાવ્યું કે; તેમ કરવું એ તો સરકારનો ખરેખરો ધર્મજ છે, તેમાં નવું શું છે? પણ મુખ્ય હેતુ તો એ હોવો જોઇએ કે, નવા સુધારા પ્રમાણે "પ્રજા સંપત્તિમાં સંવૃદ્ધિ કરવી"

એમ લખવું જોઇએ. ઇત્યાદિ ઘણાજ અગત્યના સુધારા તેમણે કરાવ્યા હતા. આ ઢંઢેરો ભરતખંડમાં તા. ૧ લી નવેમ્બર સને ૧૮૫૮ ના દિવસે ઠામઠામ જાહેર સભાઓ ભરીને પ્રજાની રૂબરૂ સરકારી અમલદારોએ વાંચી સંભળાવ્યો હતો. તેમજ હિંદુસ્થાનના વાઇસરૉય અને ગવર્નર જનરલ **લૉર્ડ કેનીંગે** પણ તેજ દિવસે અલાહાબાદમાં મોટો દરબાર ભરીને વાંચી સંભળાવ્યો હતો.

એ પ્રમાણે રાણીશ્રીના હસ્તકમાં ભરતખંડનું રાજ્ય આવ્યા પછી યૂરોપમાં ઘણી મોટી ચર્ચા ચાલી રહી કે, ભરતખંડમાં મહારાણીશ્રીની પદવી કેવી ને કેટલી; તથા તે ભરતખંડના રાજા રાણાઓથી શ્રેષ્ઠ કે નહિ; એ સંબંધી ઘણી ચર્ચા થવા માંડી. ખરી રીતે જોતાં તો જ્યારથી મહારાણીશ્રીના હાથમાં ભરતખંડનો રાજ્યકારભાર આવ્યો, ત્યારથી તે નામદાર સર્વોપરી રાણી ગણાયાં છે, ને તેમના તાબામાં સઘળા રાજા રાણાઓ છે. પણ દસ્તાવેજમાં કે રાજ્યની મોહોર છાપ અને સિક્કામાં તેમાંનું કાંઇ પણ લખાતું નહિ, તેથી ઘણી ગુંચવણ પડવા લાગી. માટે એ બાબતનો કાંઇ પણ નિવેડો કરવાનો ઠરાવ થયો. પરંતુ સને ૧૮૫૮માં રાજા રાણાઓને આ બાબત કંઇ પણ જણાવેલું નહિ, તેથી રખેને આવી બાબતમાં એકદમ કંઇ પણ ફેરફાર કરતાં બીજાઓનાં મન નારાજ થાય. જો કે મહારાણીશ્રીને સર્વોપરી પદવી લેવાને માટે કંઇ પણ વાંધો નહોતો, તથાપિ કંઇ પણ નિશ્ચય કર્યા પહેલાં તેનું નિરાકરણ કરવું અવશ્યનું હતું. છેવટે ઇંગ્લાંડમાં ખાનગીમાંજ એવો ઠરાવ થયો કે નામદાર મહારાણીશ્રીના પાટવી કુંવર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સને ભરતખંડમાં મોકલીને રાજા-રાણાઓની ઇચ્છાઓ કેવી છે, અને તેઓ મ-

હારાણીશ્રી પ્રત્યે કેવો પ્યાર અને મમતા બતાવે છે, તે તપાસવું. એ પ્રમાણે ઠરાવ થયાથી નામદાર પાટવી કુંવર પ્રિન્સ ઑફ વેલ્સ સને ૧૮૭૫ ની સાલમાં હિંદમાં પધાર્યા, અને જાણે ભરતખંડમાં મોટો દિગ્વિજય કરવાને સારૂં નિકળ્યા હોય, તેમ તેઓ મુંબઇ, કલકત્તા, મદ્રાસ, અને કોલંબો વગેરે ઘણાંક બ્રિટિશ નગરોમાં તેમજ વડોદરા, ઇંદોર, ગ્વાલિયર, હૈદ્રાબાદ, અને નેપાળ ઇત્યાદિ ઘણાંક દેશીરાજ્યોમાં ફરીને સર્વ ઠેકાણેથી ઘણુંજ માન અને પ્રતિષ્ટા મેળવી હતી. હિંદના સર્વે રાજા રાણાઓએ તથા હિંદી પ્રજાએ મોટા મોટા દરબારો ભરીને નામદાર યુવરાજ કુંવરને એકે મને મોટા માનથી વધાવી લીધા હતા. તથા પોતાના હવે પછી થનારા સર્વોપરી રાજા તરીકે માન આપ્યું હતું. તેમજ મહારાણીશ્રી પ્રત્યે પૂર્ણ ભક્તિભાવ બતાવ્યો હતો.

એ રીતે નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ હિંદમાં મોટો દિગ્વિજય કરીને સને ૧૮૭૬ માં પાછા ઇંગ્લાંડમાં ગયા હતા. હવે ઇંગ્લાંડમાં નક્કી થયું કે, મહારાણીશ્રીએ સર્વોપરી સત્તા—ખિતાબ—પદવી લેવામાં કાંઇ પણ વાંધો કે હરકત નથી. એ વિષે અનેક વિચાર અને મત પુછવામાં આવ્યા પછી છેવટે-એવું નક્કી થયું કે, મહારાણીશ્રીએ 'કૈસર-એ-હિંદ' નો ખિતાબ* ધારણ કરવો. વળી એમ

---

* મહારાણીશ્રીએ કિયો ખિતાબ ધારણ કરવો, એ વિષે ઇંગ્લાંડમાં જૂદા જૂદા વિદ્વાનોએ જૂદા જૂદા વિચાર જણાવ્યા હતા. તેઓમાં છેવટે સર વિલ્યમ "મ્યુર" નામના ગૃહસ્થે જણાવેલું "કૈસર-એ-હિંદ" એ પદ યોગ્ય લાગવાથી તે પસંદ કરવામાં આવ્યું હતું. "કૈસર-એ-હિંદ" એ ફારસી ભાષાનો સમાસિક શબ્દ છે. તેનો અર્થ "હિંદુસ્થાનનો સિંહ"

પણ ઠરાવ્યું કે એ ખિતાબ ધારણ કરતી વખતે આખા ભરતખંડમાં મોટો મેળાવડો કરવો. અને મહારાણીશ્રીની વધેલી પદવી વિષે દેશી રાજા-રાણાઓ તથા અમીર-ઉમરાવોને વાકેફ કરવા. પછી હિંદના પુરાતન પાયતખ્ત શેહેર દિલ્હીમાં તા. ૧ લી જાનેવારી સને ૧૮૭૭ ના દિવસે તે વખતના હિંદના વાઇસરૉય અને ગવર્નર જનરલ **લૉર્ડ લીટને** એક ભવ્ય દરબાર ભરી **"એમપ્રેસ ઓફ ઇન્ડીઆ"** નો નવો ઢંઢેરો વાંચી સંભળાવ્યો હતો. તે વખતે હાજર થવાને હિંદના સર્વે રાજા રાણાઓને આમંત્રણ કરવાથી તેને માન આપીને તમામ રાજા રાણાઓ પોતપોતાનાં લાવ લશ્કર સહિત મોટા આડંબરથી દિલ્હીમાં હાજર થયા હતા. તેમજ અમીર ઉમરાવો અને બીજા પ્રતિષ્ટિત પુરૂષોનો પણ સારો ઠાઠ જામ્યો હતો. એ વખતનો દેખાવ ખરેખર મહારાજા યુધિષ્ટિરના "રાજસૂય યજ્ઞ" વખતે થયેલા મેળાવડાને યાદ કરાવે તેવો હતો. **પાંડવોના રાજસૂય** યજ્ઞ પછી એવો મેળાવડો અને મહોત્સવ હિંદમાં એ પહેલોજ હતો,

---

એવો થાય છે. "કૈસર" એ શબ્દનું મૂળ તો સંસ્કૃત કેસરી એટલે સિંહ જણાય છે. એ શબ્દ ફારસીમાં એ અર્થની સાથે મોટો પાદશાહ એવો ભાવ પણ ધારણ કરે છે. અને ઈરાની જૂના પાદશાહોનું એ એક સાધારણ ઉપનામ હતું. લાટિન ભાષામાં "કાએસર" અથવા ઇંગ્રેજીમાં અપભ્રંશ રૂપે "સિઝર" જે બોલાય છે, તે પણ મૂળ આજ શબ્દ છે. તે ઉપરથી વળી "કૈસર-એ-હિંદ" એટલે હિંદનો "સિઝર" એમ પણ થાય છે, સિઝર એ રોમન રાજ્યમાં ઘણો સર્વોપરી સત્તાવાળો હતો. અને ઈતિહાસમાં "સિઝર" સરખો એકે પ્રતાપી બોલ નથી. ફારસીમાં એ શબ્દ જાતિ રહીત છે. તેથી સ્ત્રી કે પુરૂષ બંનેને સામાન્ય રીતે લાગુ પાડી શકાય છે.

એમ કહેવામાં કાંઇ ખોટું નથી. જે દિલ્હીના તખ્ત ઉપર મહારાજા યુધિષ્ઠિર અને **મહાન્ અકબર** જેવા ધર્માત્મા રાજાઓએ બિરાજીને રાજ્ય કર્યું હતું, તે તખ્તનો અધિકાર તે દિવસથી **મહારાણીશ્રી વિક્ટોરિયાએ** પોતાને હાથ લીધો છે. એ દિવસથી ઇંગ્લાંડની કીર્ત્તિ શિરો બિંદુએ પહોચી છે. એ દિવસથી હિંદુસ્થાનનો ધાઢો સંબંધ ઇંગ્લાંડની રાણી જોડે બંધાયો છે, અને આજે ઇંગ્લાંડનો સૂર્ય હિંદમાં મધ્યાન્હે પ્રકાશે છે.

ઉપરના જેવો બીજો એક પ્રસંગ હિંદના ઇતિહાસમાં નોધી રાખવા જેવો છે. અને તે મહારાણીશ્રીની "**જ્યુબિલી**" નો છે. મહારાણીશ્રીને ગાદીએ બેઠાને તા. ૨૦ જુન સને ૧૮૮૭ ના દિવસે ૫૦ વર્ષ પૂરાં થયાં હતાં. પચાસ વર્ષ પર્યંત સુખરૂપ રાજ કરવું, તે મહાભાગ્ય વિના બનતું નથી. એવા અલૌકિક પ્રાસાદિક પ્રસંગો કોઇકજ વખતે આવે છે. યૂરોપી રાજ્યોમાં એવા પ્રસંગે મહોત્સવ કરવાનો રવઇયો છે. તે પ્રમાણે મહારાણીશ્રીની જ્યુબિલિનો મહોત્સવ જગત્ ઉપર પ્રસરેલા તેમના રાજ્યમાં સર્વ ઠેકાણે કરવામાં આવ્યો હતો. ભરતખંડમાં કેટલાંક કારણસર તે દિવસ વેહેલો એટલે તા. ૧૬ મી ફેબ્રુવારી સને ૧૮૮૭ એ ઉજવવામાં આવ્યો હતો. એ પ્રસંગને યોગ્ય પ્રજાનો હર્ષ કંઇ અપૂર્વ અને અલૌકિકજ હતો. વળી જ્યુબિલીને પ્રસંગે મહારાણીશ્રીને અભિવંદન દેવા માટે ભરખંડના ૮ મોટા રાજાઓ* ઈંગ્લાંડમાં ગયા હતા.

---

* ૧ મહારાજા હોલકર, ૨ જોધપુરના મહારાજાના ભાઇ સર પ્રતાપસિંહજી, ૩ કચ્છના મહારાવશ્રી સર ખેંગારજી સવાઈ બહાદુર, ૪ કુચબિહારના મહારાજા અને તેમનાં રાણી, ૫ ગોંડલના ઠાકોર શ્રી સર ભગવતસિંહજી, ૬ લીંબડીના ઠાકોર શ્રીસર જશવંતસિંહજી, ૭ મોરબીના ઠાકોર શ્રી સર વાઘજી, ૮ મહારાજા ગાયકવાડના ભાઈ શ્રીમંત સંપતરાવ, ઈત્યાદિ.

મહારાણીશ્રીને સંતતિનું સુખ ઘણું મોટું છે. તેમના પુત્રો અને પુત્રીઓ તથા તેમનાં સંતાનો સુદ્ધાં હાલ ૪૦ કરતાં વધારે સંતાનો તેમની આસપાસ કલ્લોલ કરી રહ્યાં છે. અને યુવરાજ કુંવરને ઘેર પણ યુવરાજ કુંવર છે. એ સર્વ દેવીના મહાભાગ્યની નિશાની છે. પાટવી કુંવર નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ ડેન્માર્કના રાજાની કુંવરી વેરે પરણેલા છે. તેઓ મહારાણીશ્રીની હયાતી પછી ઈંગ્લાંડની ગાદી ઉપર બિરાજીને આપણા ઉપર રાજ કરનાર છે. તેઓ ઉપર જણાવ્યા મુજબ સને ૧૮૭૫–૭૬ માં આપણા દેશમાં આવ્યા હતા, અને પોતાની ૨૦ વર્ષની ઉમ્મરે અમેરિકાની મુસાફરી કરી હતી. તેમણે વળી લશ્કરી ખાતામાં અમલદારની નોકરી કરી છે. આ યુવરાજ કુંવરનું ખરૂં નામ તો **આલબર્ટ એડવર્ડ** છે. બીજો શાહજાદો **આલ્ફ્રેડ અર્નેસ્ટ આલબર્ટ** (ડયૂક ઓફ એડિનબરો) છે. તે સને ૧૮૭૦ માં આપણા દેશમાં આવ્યો હતો. તેણે **આસ્ટ્રેલિઆ** વગેરે બીજા દેશોમાં પણ મુસાફરી કરી છે. વળી તેણે દરિઆઇ ખાતાની નોકરી કરી છે. અને એક ખલાસીના જેવી પદ્વીથી વધીને આગબોટના કપતાનની પદ્વી પામ્યો છે. તે રૂશિયાના પાદશાહની શાહજાદી સાથે પરણેલો છે. ત્રીજો કુંવર ડયૂક **ઓફ કોનાટ** નામે છે. તેણે પણ આપણા દેશમાં બે વાર આવીને મુંબઈ ઇલાકાના લશ્કરના સેનાપતિની નોકરી કરી છે. આવી રીતે મહારાણીશ્રીને સર્વ વાતે સુખ છતાં તેમના પ્રાણપ્રિય પતિના કવખતના મૃત્યુથી તેઓ સદાને માટે દિલગીર થયાં છે. વળી પતિના મૃત્યુ પછી એક વ્હાલી કુંવરી તથા કુંવર અને નામદાર પ્રીન્સ ઓફ વેલ્સના પાટવી કુંવર **પ્રિન્સ વિકટર**નાં અકાળ મૃત્યુથી તેમના શો-

કમાં ઘણો વધારો થયો છે. પ્રિન્સ વિક્ટર તો આપણા દેશમાં સને ૧૮૯૦ માં આવ્યો પણ હતો. તે ઘણો માયાળું અને ચંચળ સ્વભાવનો હતો.

મહાદેવીશ્રી વિક્ટોરિયાના રાજ્યનો વિસ્તાર પૃથ્વીના ચારે ખંડોમાં ફેલાઇ ગયો છે. યૂરોપ, એશિઆ, આફ્રિકા, અને અમેરિકા એ ચારે ખંડોમાં તથા આસ્ટ્રેલિયાના મોટા બેટમાં તેમના રાજ્યનાં જય નિશાન ઉડે છે. એશિઆ ખંડમાં આપણો દેશ તથા સિલોન (લંકા) મળીને ૧૫ લાખ ચોરસ મૈલ, અમેરિકામાં ૨૫ લાખ ચોરસમૈલ, આફ્રિકામાં ૨ લાખ ચોરસમૈલ, અને આસ્ટ્રેલિયામાં ૧૬ લાખ ચોરસમૈલ, તેમજ યુનાઇટેડ કિંગડમ એટલે ઇંગ્લાંડ, વેલ્સ, સ્કાટલાંડ અને આયરલાંડ એ ચારેમાં ૧૧ લાખ ચોરસમૈલ મળીને લગભગ ૬૦ લાખ ચોરસમૈલ જમીન ઉપર ઇંગ્રેજી રાજ્યનો વાવટો ઉડે છે.

મહારાણીશ્રીના આ મોટા વિસ્તારવાળા રાજ્યનો કારભાર ચલાવવા માટે તેની રાજ્ય રચના ઘણી સ્તુતિપાત્ર નિવડેલી છે. તેના રાજમાં જેવું છુટાપણું રાજા તથા અમીરો ભોગવે છે, તેવુંજ છુટાપણું ગરીબ રૈયત પણ ભોગવે છે. કોઇ કોઇના ઉપર જુલમ કે જબરદસ્તી કરી શકતું નથી. તેમ ગમે તેવાં કારણસર અથવા ગમે તેવા અપરાધ માટે ઇન્સાફ કર્યા વગર કોઇ પણ માણસને સજા થઇ શક્તિ નથી. ગમે તેવો માણસ ઇન્સાફ માગે તો તેને તે મળી શકે છે. એજ તેના પ્રતાપી રાજ્યની મોટામાં મોટી ખુબી છે. તેના રાજ્યમાં સર્વત્ર ઇન્સાફ અને દયા છે.

મહાદેવીશ્રી વિક્ટોરિયાનું જીવનચરિત્ર ઘણા ઘણા બનાવોથી અલંકૃત છે. અને ભરતખંડમાં તેમનું રાજ્ય બહુ યશસ્વી નિવડ્યું

છે, એ વાત નિઃસંશય છે. કેમકે એ દેવી પ્રત્યે પ્રજાનો પૂર્ણ પ્રેમ અને મોહ મમતા જે અતિશય જોવામાં આવે છે, તે પરથી સિદ્ધ થયેલું છે. મહારાણીશ્રીના તથા તેમના સ્વર્ગવાસી પતિ નામદાર પ્રિન્સ આલબર્ટના આખા ભરતખંડની સકળ પ્રજાપર બહુ ઉપકાર થયા છે. તેમાં ખાસ કરીને સને ૧૮૫૮ ના પ્રૌઢ ઢંઢેરાના સંબંધમાં તો આખો ભરતખંડ એ બંનેનો મોટો રૂણદાર છે. જો તે પ્રસંગે મહારાણીશ્રીએ પોતાની દ્રઢભાવના આ દેશની પ્રજા પ્રત્યે બતાવી ન હોત તો એ ઢંઢેરો તેના હાલના સ્વરૂપમાં આપણને કદી મળત નહિ. વળી જે મહાદેવીના રાજ્યમાં ભરતખંડે પોતાની ગુલામગીરીની બેડી તોડીને સ્વતંત્રતાની લેહેરોનો પૂર્ણ આનંદે લ્હાવો લેવા માંડયો છે; જે મહાદેવીના શીતળ છત્ર નીચે પ્રજાને ન્યાય અને સંરક્ષણ મળ્યું જાય છે. તથા વેપાર, કળા, સમૃદ્ધિ, બુદ્ધિ, કેળવણી, અને વિદ્યાજ્ઞાન વધ્યાં જાય છે, તેવી મહાદેવીશ્રી વિકટોરિયાના ઉજળા યશનાં મંગળ ગીત જગતમાં ઠામ ઠામ હાલ ગવાય છે. એજ તેના યશસ્વી રાજકારભારની મોટી ખૂબી છે. રાજ્યના સંબંધના ભિન્ન ભિન્ન બનાવો ગમે તેવા હોય, ગમે તો દેશી કે પરદેશીઓ દેવીના રાજ્ય સંબંધથી નિરાળાં મતો પ્રદર્શિત કરતા હોય, તથાપિ તેના સામ્રાજ્યમાં આગલા રાજાઓને મુકાબલે બહુ મોટાં સુખ સમાયેલાં છે, એમાં તો કાંઇ પણ સંદેહ નથી. લોકો કહે છે કે, હાલ ભરતખંડમાં મહારાણીશ્રીના રાજથી વાઘ અને બકરી એક ઓવારે પાણી પીએ છે. મતલબ કે તેના રાજ્યમાં ગમે તેવો બળવાન કે સત્તાવાળો કોઇને પણ કાયદા વિરૂદ્ધ હરકત કરી શકતો નથી. તેના રાજ્યમાં ન્યાય અને દયા ઠામ ઠામ જોવામાં આવે છે. ઇંગ્લાંડ

જનારા હિંદવાસીઓ તરફથી ઘણીવાર સાંભળવામાં આવ્યું છે કે, એ મહાદેવી હિંદવાસીઓ પ્રત્યે પુરતુ સન્માન બતાવે છે. અને તેમનો આદરસત્કાર સારી રીતે કરે છે. એક ગ્રંથકાર લખે છે કે;—
"દેવીશ્રીના વર્ત્તન તથા વૈભવને માટે હું શું કહું? જો હું એમ કહું કે, તે આર્ય પ્રજાપર બહુ વ્હાલ રાખે છે, ને પુત્ર તુલ્ય ગણે છે, તો તે રાજધર્મ બળાત્કારે મનાવવા જેવું છે; તે રાજકાજમાં યથાસ્થિત સમજે છે, એમ કહેવું એ તેના કાર્યપર શક નાખવા જેવું થાય છે; પુત્રીધર્મ યથાસ્થિત સાચવ્યો છે, એ કહેવામાં કાંઇ આશ્ચર્ય જેવું નથી; તે પોતાના પતિ પ્રિન્સ આલબર્ટનું હૃદય હતી, એ તો તેનો સ્ત્રીધર્મ, અને સ્ત્રીપ્રેમ દર્શાવે છે; અને માતા તરીકે એ એક અતિ પ્રેમી મા છે, એમ કહેવાથી મિથ્યા ગર્વ ગણાય છે. તેને માટે કંઇ પણ કહેવા યોગ્ય નથી. તે સુખની સાક્ષાત્ મૂર્ત્તિ છે; પ્રેમની કોતરી કાઢેલી પ્રતિમા છે; પુત્ર સ્નેહમાં દશરથ ઉપમાને યોગ્ય છે; તે સર્વ રીતિવૃત્તિ અને નીતિથી પરિપૂર્ણ દેવી છે અને તેનાં કર્ત્તવ્યો એ જાતેજ તેનું દર્પણ છે."

મહારાણીશ્રી વિકટોરિયાનો અલૌકિક પ્રભાવ અને અદ્‌ભૂત શક્તિ વિષે વિચાર કરતાં જણાય છે કે તે આ જમાનામાં સાક્ષાત્ **મહાદેવી** છે. અને તેથીજ મોટા મોટા મહાત્માઓ પણ તેને પ્રેમપૂર્વક અભિવંદન કરે છે, તે યોગ્યજ છે. હાલ તેમનું વય ૭૭ વર્ષનું છે, તે છતાં તેઓ દિવ્ય મૂર્ત્તિ રૂપે સિંહાસનપર બિરાજીને ઘણીજ કુશળતાથી રાજ્ય ચલાવે છે. આપણે ઇચ્છીશું કે, એ મહાદેવી આપણા ઉપર રાજ્ય કરવાને દિર્ઘાયુષ પામો. તથાસ્તુ.

